3295

# સરોદે ચમને નસિહત



## ઇશ્વર સ્તુતી.

(ખમાચ—દાદરો.)

(આજ કાહાન મોરલીનો—એ રાહ.)

અજબ રબ રચના તારી અજબ બલીહારીરે,
અજબ બલીહારી તારી જાઉં હું પર વારીરે. ૧.
આકાશ ધરતી ઝાડ પંખી પાહાડ પવન પાણીરે,
અનેક કીસમ રંગ રૂપે સૃષ્ટિ સંગારીરે. ૨.
પંથરાવે રોશની તું નૂર ઝમકદારીરે,
સીફત સારી ગાઉં તારી કર મદદ માહારીરે. ૩.

## દુન્યા નાટકશાળા.

(ઝીંઝોટી બરહન્સ—ગજલ.)

(પરદા રંગીન નસિહત કરે—એ રાહ.)

દુન્યા નાટકશાળા એક અજબ અવતાર,
ભાગો ભજાય ગમો ખુશાલીના આ સંસાર. ૧.
તાલેવંત ગરીબ કોઇ, કોઇ નોકર શેઠ,
કોઇ નાચે હશી, કોઇ રહે નવધાર. ૨.
બેસે એ થીએતરમાં, લોક પદવી મીસાલ,
પણ જાવું પડે સંધાઓને થઇ એકજ દવાર. ૩.
નજરમાં ખુદાનીતો, એક સરખાં સંધાછે,
આખર પડદો પડતાં રહે નેકી બદી સાર. ૪.
રાહેવું નથી કંઇ હયાં, રહેવાનુ નથી,
એ સમજી ઓ સ્યાનાંઓ, નેકી કરો અખત્યાર ૫.

# નેકી.

[બરહુન્સ—ગજલ.]

(પીલા સાકીયા સાગરે —એ રાહ.)

નેકી કરોરે કોઇ નેકી કરો,
બદીથી રહી દુર નેકી કરો ;
નેકીથી મલે જગતમાં સુખ,
એ સમજી ઓ સ્યાનાઓ નેકી કરો. ૧.
નેકીને ભલાઇજ આવશે કામ,
નેકીથી ઓ તમને કરશે સલામ ;
કર્યાથી તે પામશો બદલો જરૂર,
નેકીથી થાશે અમર તમનું નામ. ૨
બે દીનની સમજો આ ફાની દુન્યા,
કરો ન બીજું કર્મ નેકી વના ;
બદીનો આવેછે અલજામ બદ,
જેહાનમાં નેકી વન છે સંધુ ફના. ૩.

## દયા.

[જીંજોટી—પદ.]

(સુધી આણી ફુલ જાણી નર નારી—એ રાહ.)

દયા રાખો દયા વાહાલા દયા દીલના દાહયારે,
ગુણો ઘણા છે સુનો દયાના. ૧.

દામ દયાનું બોહોલુંરે જાણો,
દયા પામે સદા રબની આસીરવાદ છાયારે. ૨.

મયાલું થાવો જો મોહતાજમંદ પર,
દુવાલાગે થાએ રહે અમર તમ કાયારે. ૩.

દયાછે ઉત્તમ મરદઇ ખ્વાસ,
શોભે સદા દયાથી રાજ ગુણી રાયારે. ૪.

બદલો દયાનો દયાછે ભાઇ,
રાખો આહયા મલે માયા અસીલના જાયારે. ૫.

## સખાવત.

[જીંજોટી—ગજલ.]

(જર હોવેતો હર કોઇ હોવે—એ રાહ.)

સખાવત કરે અખ્તયાર બખ્ત રોશનરે,
સખાવતથી જીતે જેહાન આદમીનું મનરે. ૧
સખાવતનો રાખે વેહુતો જારી જે ઝરોરે,
ખીલે ફલદ્રુપ થાય તેનું જીંદગીનું ગુલશનરે. ૨.
સખાવતથી અમર નામ આશકાર જેહાનમાં,
પહુરે સખાવત સાહયો, તેજ ખરોસર્જનરે. ૩.

## લોભ.

[જીલ્લો—ગજલ.]

(દમોરે એક રસીયો રાજન—એ રાહ.)

લોભ લાલચ અતી બુરાંછે ભાઇ,
વલગે ઇનિસાનને જલોરે થાઇ. ૧.
લોભછે પાપનું મુલરે જાણો,
લોભાશો જો લોભે તો જાશો ઠગાઇ. ૨.
લોભ કરવા જશો કોઇ ચીજનો જો,
ખોશો જે હશે તે આંધલા થાઇ. ૩.
લોભથી પાપી પકડવો પડે માર્યો,
બેસવું પડે આખરે પસતાઇ. ૪.
'નેપોલ્યન' 'સીકંદર' જેવારે શાહ,
થયા આજેઝ આખર લોભથી લોભાઇ. ૫.

## વેહેમ.

[જીલ્લો—પદ.]

(સગપણ સાચું સાનું ભાઇ—એ રાગ.)

વેહેમ કદી નહીં કરવો ભાઇ, વેહેમછે અતી બુરોરે,
વેહેમથી બને હીચકારો જે, મરદ હોય કોઇ શુરોરે. ૧.
વેહેમ કરેછે ખાના ખરાબી વેહેમ લાવે જંજાલરે,
વેહેમ ખોટાનું ખરૂં બનાવે ને કરે નીતિનો ચુરોરે. ૨.
વેહેમ કરાવે કજીઆ લડાઇ, કરે નિર્દોષને હેરાનરે,
વેહેમ કરાવે આશકને હાથે, નાશ માશુકનો પૂરોરે. ૩.
વેહેમ કરે દીલને બેચેન, વેહેમ વેહેમી બનાવેરે,
વેહેમી ઇનસાન હોય તે લાવે, સંધાપર શક બુરોરે. ૪.
અકકલવાલો ડાહ્યો વેહેમથી, બને દેખતો આંધળોરે,
'સરોદેચમન' આ નશિહત કરેછે વેહેમપર નાંખો પૂરોરે. ૫.

---

## નાટક.

[ઇંગ્રેજી.]

(ફતેહ પુકારો દમદમ—એ રાહ.)

નાટકછે આલમનો ચિતાર,
નાટક નીતિ નમુનેદાર ;
બતલાવે દુન્યાનો સંસાર,
ખુબી નેકીનો નેક સાર. ૧.
દેખાડે જુસ્સા તરેહવાર,
હીંમત, કીનો, મોહોબત ને પ્યાર ;
દોસ્તી, સખુરી, સત સંગાર,
હવસ, મક્કર, બદીની હાર. ૨.
નેકીનું નેક બનાવે કામ,
બદીનો લાવે બદ અંજામ ;
ગમી ખુશીનો સરંજામ,
ભજી બતાવે લઇને દામ. ૩.

## ગાયન.

[પાહાડી ઝીંઝોટી—દાદરો.]

(નહીં મુજસમ કોઇ અલબેલો—એ રાહ.)

ગાયન છે એજમતી હુન્નર,
અસર મધુર મનો હર ;
ગાયન દાવો ખુદાનો છે,
ગુણવંતોએ સદાનો છે,
તનમન રીઝવવાનો છે,
ગાયન સુંદર નીતિ ધડો. ૧.
ગાયન પિગલાવે વેર ઝનુન,
ગાયન અટકાવે કામ જખુન ;
ગાયન સુખચેન નીત લાવે,
ગાયન રડતાંને હસાવે,
નેકીનો માર્ગ બતલાવે,
ગાયન સુંદર નીતિ ધડો. ૨.
ગાયન છે આ જીવનું બંધન,
ગાયન કરેરે શાંત મન ;
ગાયન છે દરદીની દવા,
જાગે પડયા હોય મરવા,
સુની 'ગજલ'ને 'કાહુરવા,
ગાયન સુંદર નીતિ ધડો. ૩.

## બંદગી.

[કલ્યાન—ગજલ.]

(ખુદાયા તું ખાવીંદ પરવરદીગાર—એ રાહ.)

સજાવાર કરવીછે બંદગી દાદાર,
આલમમાં નથી કોઇ ખુદાવન યાર.— ૧.

બંદગીથી થાય ખુશી હરપલ ખુદા,
કરે દયા હરદમ તે કીરતાર અપાર.— ૨.
બંદગીથી થાય હૈયું હલકું હમેશ,
ભુલો નહી હરગેઝ તેનો ઉપકાર.— ૩.
બંદગીથી રાહત બંદગી આરામ,
સમાયો એ લેહેઝતમાં સુખનોસાર.— ૪.
બંદગીછે ખુરાકે ખુદા ખાવીંદ,
કરો પરસ્તેશ માટે તેની હરબાર.— ૫.

## નીંદાખોરને વચન.

[જીલ્લો—દાદરો.]

(કનકવો મારો કંગુરે કબજકેવોરે—એ રાહ.)

નાદાનો તમે નાહક નિંદા નહીં કરોરે,
ઇજત આખર સૌ જાશે,
આખર મોંહ કાળું થાશે.— ૧.
સાચું જુઠું કરી તમે, મોજ ન માની મનમે,
ફસાવો નહીં નિર્દોષને;
ભલાનું ભુંડું બોલો,
અંધાપો છતી આંખેલો,
કંગાળ દુષ્ટ પાપી એ રસ્તે નહીં મરોરે.—૨.
ગરીબનું જે ભાંજે ઘર, ધુળ પડી તે જીવતરપર
રાંકનું ન દુઃખવો દીલ;
ઠગારી નિંદા નહીં કરો,
પાપનો ભાર એ નહીં ભરો,
અંતેમરશો કચડાઇ એથી પાછા ફરોરે.— ૩

# પૈસો.

## [બરહન્સ—ગરબી.]

(સરસ સજી સણગાર સીધારયા—એરાહ.)

પૈસોજ પ્યારોરે જાણું જગતમાં
પૈસોજ જીવનો આ જાનરે.— ૧
પૈસેજ મોભો ને પદવી મલેરે, પૈસે એલકાબ ચાનરે
પૈસાવાલોજ ગણાયરે ડાહયો, પૈસેજ મલેછે માનરે.— ૨.
પૈસેજ દોસ્તો સગાં સાથીને, નહીં કશાંની વાણરે
જાય જો એકવાર પૈસો ઓ ભાઈ, થાય સંધું વેરાનરે.—૩.
પૈસાના થાય ગુલામ ઘણાજી, કરે સૌ જાન કુરબાનરે
પૈસોજ પૈસોજ પૈસોજ પૈસો, પૈસોછે સુખની ખાનરે.—૪.

---

## નસીબનું ચકકર—બદબખ્તને દીલાસો.

### [કૌંસીઆ—ગજલ.]

(તુજકો ગયેરોંસે ન મીલના—એ રાહ.)

મત કરો કુચ્છ ગમ અએ પ્યારોં, ઈસે દર્દ ટલતા નહી,
દોરે ઝમાનેકે સામને, કીસકા કુચ્છ ચલતા નહીં.—૧.
સઆદતો શકાવત હએ, ઢંગ સબ આલમકા,
મારતા લાખોંકો વલે ઢંગ અપના બદલતા નહીં.— ૨.
ચાહે શાહકો ગદા, બના દેતા હએ આનમે,
લીખા કીસમતમે જો અપના, વોહી નીકલતા નહીં.—૨.
ગર ચાહે કર દેતા હએ, હરએકકો પલકમે ખાક,
મરતા સેંકડો ઉસે મગર, ગમસે કોઈ જલતા નહીં.—૪.
ન રહા કોઈ ઝીન્દા ઈસે, હુવા 'જમશેદ' બી ફના,
આબે હયાત ગર પીએ કોઈ, ઉસકા બી ચલતા નહીં.-૫.

---

## વીદયાની ખુબી.

[ખમાચ જીલ્લો—ઠુમરી.]

(દરસન બીન અંખીયાં—એ રાહ.)

ખુબી જુઓ વિદયામાં ઘણી
ખીલવણીછે તનમનની.— ૧.
વિદયાછે સણગાર શરીરનો,
શીખવે શિખામણ સદ ગુણની.—૨.
વિદયા જેવી ચીજ બીજી ન કોઈ,
બલી જીંદગી વિદયા વનની.— ૩.
ચાખો વિદયાનું મધ મધુરજો,
પીછાણો શકતિ રખની.— ૪.

## કેલવણી વધારવા વિષે અરજ.

[પરજ—ગરબી.]

(ચાલો સજણી ચંદની રજની—એ રાહ.)

અજબ અસર કેલવણીમાંછે, ત્હાપણ જ્ઞાન વધારોજી,
કેલવણીનો રૂડો ધારો, એજ ખરો સુધારો
જ્ઞાન વધારોજી.—૧.
ટુંકી આ જીંદગીમાં ભણવો, એલમ હુંન્નર સારોજી,
એલમનો અખુટ ખજાનો, શોધવા ધ્યાન લગાડો
જ્ઞાન વધારોજી.—૨.
કેલવણીછે ઝાડ ઝવેરનું, મહિમાછે બહુ ન્યારોજી,
સદગુણના તો હીરા તોડી, તજોની બદ આચારો
જ્ઞાન વધારોજી.—૩.
શીખવી શીખવી બાનુઓને પણ, ભવનાં દુઃખો કાહાડોજી,
કેલવણીછે સ્ત્રીનો સણગાર, અરજ આ સ્વીકારો
જ્ઞાન વધારોજી.—૪.

## સદગુણ.

### [જીલ્લો—પીલુ—લાવની.]

(કાલી ઘટા કોંયલ બન છાંઇ—એ રાહ.)

સદગુણ તજો ના કોઇ, સદગુણની કીંમત જોઇ 1.
સદગુણ મોતીનો હાર, પહેરે તે તરે ભવપાર
સદગુણે સુખ સંસાર, દુર્ગુણ દોઝખનો ગાર

### ઝુલ.

સદગુણ સાચો સણગાર
નીતિ રીતિનું ધ્વાર
સદગુણ નેકીનું ઝાડ
જીંદગી બેમુલ, મેલવી ધુલ, જેણે દુર્ગુણ હાથ કર્યો મોહી—
સદગુણ ૨



## હીંમત રાખવા વિષે.

### [જીલ્લો—કાફી—ઠુમરી]

(બાગે કુદરતી જોઇ કુદરત—એ રાહ)

હીંમત રૂડી ઇનસાનીયત, ભરી એ રાખોરે 1.
હીંમતે હુશીયારી હીકમત આવેરે ઝટઝટ,
હીંમતથી બેમૂળ બચે જાન, હઝારે લાખોરે ૨.
હીંમતે મદદ ખોદાની, એથી મરદી ખરી,
હીંમત રાખો ગર કોઇ, ફલ સારાં ચાખોરે ૩.
હીંમતે 'હોરમજી કોટવાલ,' લડયા શેર સંગ,
બહાદુર એવા નરની કોઇ, ખૂટ પુરી નાંખોરે ૪.

'પ્રોફેસર દાદાભાઈ' હીંમતે, લડે હક કાજ,
હીંમતથી મલે માન આદમને, ભવ આખોરે ૫.
ઉઠો ઉઠો શૂરા દલેર, પડી રહે વલે નહીં,
'એમ તેમ કરૂં' એ ફીશ્યારીનાં, સાંધો સુરાખોરે ૬.



## શરાબ.

### [પીલુ—ઠુમરી]

(ગાયેણકાર ગાએ ગાએરે—એ રાહ.)

હોજી શરાબ લાલમ લાલરે,
પીઓ પીઓ પીઓ ગુલાબી ૧.
શરાબ આબ ગુલાબ રસરંગ,
બહેલાવે દીલ જાનરે;
શૂર શરાબે આવે દીલમે,
વધુ લાવે જંજાલરે. ૨.
શરાબે મોબત લાગે ખુદાની,
બખશે લેઝત ખુશ કેફરે;
વધુ પીઓતો થઈ જાએ કાતેલ,
બની જાઓ કાકા વાલરે. ૩.



## કીસમતની વાત કોણ જાણે?

### [જીલ્લો—ગજલ.]

(મએ જાનતીથી પરીયાંસે—એ રાહ.)

બાત કીસમતકી કભૂ જાને નહીં કોઈ,
જાનેગર ઉસકા કભૂ માને નહીં કોઈ. ૧.

દીખાતા હમે રંગ એ નયા દુન્યા કે ચમનકા,
પન્જે તકદીરસે છુટે દીવાને નહીં કોઇ. ૨.

લીખાજો અપને બખ્તમેં વોહ હોતા હય બેશક,
તદબીર કર શકે ઉસકી સ્યાને નહીં કોઇ. ૩.

ઝરદાર કોઇ મુખતાર કોઇ, હોતા હમે ગીરફતાર,
હસતા હમે પલમે રોતા હમે ઠીકાણુ નહી કોઇ. ૪.

નેક હમે જો પાતા હમે અયશો રાહત મર્ગતક,
કીસતીકો ઉસકી શકે ડુબાને નહી કોઇ. ૫.

## ભવીસની વાત કોઇ શું જાણે ?

### [જીલ્લો—ગજલ].

(નાઝ અદાકા નઝર અચ્છી—એ રાહ.)

હોય ખબર ભવીષ સૌને, રે પછી તો થઇ ચુકું,
આદમ જો જાણુ આગાહી, રે પછી તો થઇ ચુકું. ૧.

અજબ એ છે જે ઇનસાન, કરેછે હોનારતની વાતો,
બને માનવી જો ખુદા, રે પછીતો થઇ ચુકું. ૨.

પૂછો નસીબ જાણનારને, કાંય પડેછે તે આફતમાં,
રહે નસીબ જો તાબે તેને, રે પછી તો થઇચુકું. ૩.

નથી માલમ કોઇને આગલ, શું શું બનવાનું છે,
એવું જો થતું હોય, રે પછી તો થઇ ચુકું. ૪.

## જગતનો કારોબાર.

### [બેહાગ—ગજલ.]

(ગયરત નઆઇ તુઝકો કુચ—એ રાહ.)

હઝાર લાચાર અયે યાર બીચ જહાંનકે પડે,
રેહેતા કોઇ બંદગીમે હરઆન ધ્યાનમે ખડે. ૧.

હાએ અફસોસ કરે કોઇ કોઇ અએશમે મરે,
કોઇ ગુરૂ ચેલા કોઇ કોઇ પાંઉપે પડે. ૨.
ભલાઇ કરે બુરાઇ કરે કોઇ પાદશાહી કરે,
ખૂની કરકે જાકરી લહુ દારપે ચડે. ૩.
કરે રંજો મેહેનત કોઇ કોઇ સોતા હુએ,
હસતા રોતા અસીર કોઇ કોઇ સરદાર ખડે. ૪.

## ખુદાની કુદરત.

[બેહાગ—ઠુમરી.]

(જીંદગી બરબાદ હુએ—એ રાહ.)

યા ખુદાયા તુંજ બીન જીંદગી બરબાદ હુએ,
દેખકે કામીલ કુદરત તેરી દીલ હમારા શાદહુએ. ૧.
બનાયા હુએ તુને પરવર ફલક અખતર મેહેરકમર,
આબ કેશવર શજર ગવ્વર બેહેતર આદમઝાદ હુએ.
જીંદગી બરબાદ.—૨.

## ઉદયોગ.

[કાલંગરો—લાવણી.]

(ધરસે ગઇ મોરી પ્યારી—એ રાહ)

ઉધ્યોગ છે ઉત્તમ ભાઇ, કરો નહી કદી આલસાઇ. ૧.
વન ઉધ્યોગ બેસી રહેતાં હુયાં કંઇ નહીં વળે,
આધારે બીજાને કદી દલદર નહીં ટળે;
વન મેહેનત ધન માલ સુખ સંપત નહીં મળે,
રહો કંગાળ ઉધ્યોગ વન જીંદગી નહીં ફળે;
રહો ઉધ્યોગી સદગુણી થાઇ-કરો નહી કદી આલસાઇ.૨.

# ખુદાનો ભેદ કોણ પામે?

[કાલંગરો—ગજલ.]

(કયા કમાન અબરૂને એકતીર—એ રાહ.)

ભેદ અલ્લાહકોરે કોઇ જાનતા નહીં આદમ,
હમતો હુએ અએ ભાઇ નાચીઝ કમમે સબસે કમ; ૧.
આદમ મટીકા હુએ મહેમાન એ મુસાફીરખાનેમે,
ઉમ્મર અપની ભર ગઇ જો કુચ કરેગા એકદમ. ૨.
મુર્ગીદીલ આદમકે અરે રહેતા મૈયાદકે કફસમે,
વોહ ફરેબસે રાહેનેકી મે ચલ શકતા નહીં કદમ; ૩.
રેહેતા હુએ નેક મર્દભી આઝાબમે કીસ વાસ્તે,
બદ આદમકોભી કભી મીલતા નહી રંન્જો અલમ. ૪.
કોઇ મરતા રાહાતમે ઔર કોઇ દરદોમે મરતા,
કોઇ તડપતા ખાકમે હરદમ રહેતા ખાકે ગમ. ૫

---

# ખુદાઇ બાગની ખુબી.

[કાલંગરો—ગજલ.]

(ચલ ગયે હુએ દોસ્તો--એ રાહ)

કીસ તહરેસે દીખા હમને અજબ ખુદાકા ગુલશન,
મીસલે બુલબુલ કરકે પરવાઝ કરતા થા સયરે ચમન; ૧.
દેખી અજબ શએનૂરી હરખ્યાલમે હયેરાન હુવા,
સેવતી ચંપા ગુલે શબ્બુ નરગેશ સોસન ઓર સમન. ૨.
ભાયા દીલકો મોગરા મોતી આબ તેરા અયે બાગબાન,
બાગ લગાયા લાયા પાતે પાતે ફૂલ ગુનચાદહન. ૩.

---

## તવંગર થયાથી છકી જવું નહીં.

[દેશ—ગજલ.]

(હમકો એ જમના દેખકે—એ રાહ.)

હોકે જરદાર અયે દીલદાર નહીં ભૂલો હાલત અસ્લકી કોઈ.
માલે રાહત ગર બીશીયાર નહીં ભૂલો હાલત અસ્લકી કોઈ. ૧.
માલો જર રહેતા દાયમ નહીં રહેગા નહીં અયેસો આરામ,
બીચારે મુફલીસસેભી નહીં ભૂલો હાલત વસ્લકી કોઈ. ૨.
રહો ચયેનમે આપ હરબારપર યાદભી ગરીબકી રખો,
ન હો મગરૂર હોગા ફના આએગી નોબત એ મરસલકી કોઈ. ૩.



## વેર.

[કહાનડો—પદ].

(કોણ હરી વન ભુંડી સૂલ—એ રાહ.)

હારે હાંરે તજો વેર તમો ભાઈ,
વેર વેર કેહેર એહેર કાહાઢી રાખો માયા ચાહયા,
ઓપર પ્રસન થાઈ. ૧.
વેરછે જંગલી ઈનસાફ જાણો રાખો નહી મનમાંહી,
વેર કરેછે ભેજાુંરે ગેપ દીલ ઉકલાઈ કકલાઈ ૨.



## ગરૂરી કરવી નહીં.

[કાલંગરો—ગજલ.]

(હુઇ હએ કેસી અલ્લાહ—એ રાહ.)

કરો નહીં ગરૂરી અએ મારા યાર,
કે થાશો કોઈ દીન તમો ગીરફતાર; ૧.

ગરૂરી દાનાવોને નથી પસન્દ,
ગરૂરી છે એતો ઝાહેલોનું કાર. ૨.

ગરૂરી છે બદબખ્તીની રે નીશાન,
ગણકાવશે નહી તમને કોઈ નરનાર; ૩.

ફત્તેહ પામશો તે નહીં રે હયાં,
ગરૂરી કીધી જેણેરે અખત્યાર. ૪.

ગરૂરાથી થયો ફના 'જમશેદ',
ગરૂરાથી ખરશો થાવું ગમખાર. ૫.

---

## આમદાદ.

[કાલંગરો.]

(શરોદા આ સુનો શીરોન—એ રાહ)

બની આમદાદ, ખુદાની યાદ,
થઈ રોશન, જેહાન આબાદ. ૧.

મધુર પવન, ખીલવે છે મન,
સંપટ ચમન, કરે દીલ શાદ. ૨.

પડે છે દવ મોતી સમાન,
બન્યાં સફેદ, જમીનને ઝાડ. ૩

સોનેરી ખુરશેદ રોશની,
દીપાવે જહાન રબની દાદ. ૪.

બંદગી દાદાર, શુકર હજાર,
થી રહીએ દુ:ખથી આઝાદ. ૫.

---

## ઈશ્વર સ્તુતી.

[પરજ—કાલંગરો—ઠુમરી.]

(મારી અંખોયાં ફરકન લાગી—એ રાહ.)

ઓ ખુદા તારી ખુબી ઘણી ભારી,
છેએ ખુબી માટે તુજ આભારી; ૧.
આશા હમારી છે તુંજમાં દાદારરે,
વીના એ ન કશું લાભકારી. ૨.
ઝરો દયાનો વેહેતો સદારે,
રાખ હમપર જારી જારી; ૩.
સીફત તારી કેમ ગાઈએ ગાઈએ રે,
જોઈ કુદરત અજબ ન્યારી. ૪.
લાવીએ યાદ મનમાં તું નેકરે,
જોઈ કુદરત અજબ ન્યારી. ૫.



## ખુદાઈ મોહબત કરવા વિષે.

[સોહેની—ગજલ.]

(કલસે તું બેકલ અયે યાર—એ રાહ)

ગર્ક બહેરે ઉલફતમે અલ્લાહકે ઈનસાન હો,
ફયેરા કે કદમ રાહામે ઉસકી ન બેધ્યાન હો; ૧.
ફીદા જાનો માલસે ગરહો દાદારો દાવર પર,
બાગે ખુલ્દમે મકાન ઔર મુશકીલ આશાન હો. ૨.
લગાના યારો દીલ ઉસ ગુલે બાગે હકીકી પર,
બંદા ઉસકી યાદમે મશગુલ અબ હરઆન હો. ૩.

# ખુદાનો ઊપકાર જેટલો માનીએ એટલો થોડોછે.

[કાલંગરો—દાદરો.]

(મધુર મધ ચાખોરે—એ રાહ.)

તરસ રાખો નયેનારે, અહેશાન માંહી. ૧.
એલમ શીખવો હોય કોઈ જેમ, ઉમર ભર પુરો ન થાયે;
ઉપકાર તેમ વલે નહીં રબનો, દીનદીન વધ્યો તે જાય. ૨



## ઈશ્વરને ભજવા ચાલો.

[પ્રભાત—ગજલ.]

(ઉઠો પ્રભાત સમરીયે—એ રાહ)

સજ્જનો સજ થાવોની ભજોની રામ નામરે,
માળા ભકિત ભાવની પેહેડી સાંધીલો હીત કામરે. ૧.
સજી સેવા ભકિત ભજી જપો હરીનું નામરે,
સાચું બ્રહ્મ નામછે પ્યારૂં હર હર ઠામરે. ૨.
આશા રાખી પ્રભુજીમાં દેવો તન જાનરે,
ચાલો ચાલો ચાલો ચાલો ચાલો ભીડો હામરે. ૩.



## ઈશ્વર સ્તુતી.

[માલકોશ—પદ.]

(પરશતીસકે કાબીલ—એ રાહ.)

કરૂં શુક તેરા અબ અયે દાદગર,
તેરી યાદમે હયે તડપતા જીગર. ૧.

દાતા તુંહી નીરધનકો આધાર,
કરૂં જી મેરા તોપે હરદમ નીસાર. ૨.

તુંહી હક તુંહી નૂર રેહેમાન રહીમ,
કરમ કર મેરે પર હકીમો કરીમ. ૩.

## ઈશ્વર સ્તુતી.

[ભૈરવ—તીલાણો.]

(ચલેમતુ ચલેલી ચલાલે—એ રાહ.

કર કર કરમ કરીમ,
હર હર નામ મોહે તેહારે લગતહે પ્યારે પ્યારે; ૧.
ધરત ધ્યાન દાતા તેહારો જપત રટતહું મએ, કર કર,
બીસ ખાસર નહીં ભૂલું મેં તોહે દામન મકસુદરો ભરભર. ૨.

## સભ્યતા.

[ભૈરવી—ગજલ.]

(જેરે જાલેમ કાંએ ગમ ખાર—એ રાહ.)

સમજો સમજો સ્યાના સજ્જન,
સમજોની મારૂં આ વચન;
સભ્યતા રાખો ગરજો તમ,
માન પામો હરદમ હરદંન.—૧.

મલશે ઇજત ખાન પાન,
હીરા સભાના ગણાશો તમ;

અમે ત્યાંથી પણ ઓલખીને,
વખાણ કરશે દરએક જન.—૨.

અક્કડપણું ન છોડશો ભાઇ,
પડશો હેઠા પછી પસતાઇ;
સભ્યતાએજ સુખ કદમ,
હાંસલ કરો સભ્યતા ધન.—૩.

માબાપ વડાં દોસ્તો સગાં—
—સે, નમીનતા થઇને ચાલસો જો;
ખુદા થાશે ખુશીરે બહુ,
આબાદ થાશે જીંદગી ચમન.—૪.



## ગરીબાઈ.

[ભેરવી—હોરી.]

(એજીમએ તો ખંગીયાંમે—એ રાહ.)

પડો નહીં અરે કોઇપર ગરીબાઇ,
ગરીબાઇ છે મોટી સજા ઓ ભાઇ.—૧.

ગરીબાઇ કરે આદમીને લાચાર,
રહે ઇનસાનની કજારે થાઇ.— ૨.

ગરીબાઇ એતો જાણે ગુનાહ થયોજી,
ધીક્કારે સૌ એમ ખફારે થાઇ.— ૩.

ગરીબની હાજત પુરી પડે કયાંથી,
ગરીબ તો રહે ગરીબજ થાઇ.— ૪.



# આશુકની ફરીઆદ.

[ભૈરવી—ગજલ.]

(ખુલખુલે શાયદાને પુછા—એ રાહ.)

ફીરાકે આશકને કીયા હાએ જીગર મેરા ચાક,
બીન તેરે દેખેસે યાર ચશ્મો જલકે હોતી ખાક.—૧.
એશ્કકે ખંજરસે તેરે કાતિલ હુઇ મેં અએ સનમ,
જલતી હું જુદાઇમેં તેરી જી મેરા હોતા હલાક.—૨.
પાઉં અબ આરામ દીલમેં તુજ બગયર કૈસા સનમ,
નૈનોમે બેખબર તેરે ખોદીએ અકલો અખલાક.—૩.
આતા જબ તસવ્વર તેરા સુધ મેરી હોતી બેફામ,
રોતી સુબોશામ તેરે મુલાકાતકી હું મુશતાક.— ૪.

# પ્રેમનો અગ્ની.

[સીંધ ભૈરવા ગજલ.]

(દુન્યામાં બરકરારી કોઇની—એ રાહ.)

દુઃખ પ્રેમાગ્નીનું ભારે ના કોથી ખમાય,
જીવ અને તન જલે દીલ તો બલી બલી જાય.—૧.
છુટવું તેનાં બંધમાંથી નિત્ય કઠણછે,
જલ ડાલે ડાલે પણ કદી ના બુજાય.— ૨.
પંડીત મૂર્ખ અપટ સુદધા અનાડી સરવે,
પ્રેમાગ્નીથી દીલમાં છાના દુઃખી થાય.— ૩.
નામ પ્રેમનું અકારૂં ધા બુરો અતીસ,
લાગે દીલમાં ત્યારેજ તેનો મર્મ સમજાય.—૪.

## દલગીર થાવું નહીં.

[ભૈરવી—દાદરો.]

(મએ જગાએ હારીરે—એ રાહ.)

સુનો બાત મોરીરે, નાહીં ગમ કરોરીરે.—૧.
ગમ કરતા હએ મગઝકો બીમારરે,
ન હો રન્જો અલમમે મરોરીરે.— ૨.

---

## ભલાઈ કરવી.

[ભૈરવી—પદ.]

(માશુક દરદ શું જાણે—એ રાહ)

ભલાઈ કરોરે ઓ ભાઈ,
ભલાઈ છે કામ એક ખુદાઈ.—૧.
ભલાઈ કરો તો આવશે આગલ,
સહાય સદા થાઈ રે;
પામશો ચાહયા રબના લોકની,
કીર્તિ ચોમેર ફેલાઈ.— ૨.
'હાતમ' 'મુનીરશામી' ને કાજે,
ભટકયો જંગલ જાઈ;
થયો હેરાન બીજાને ખાતર,
એ તે કેવી ભલાઈ.— ૩.
જનમ્યા આપણે આ દુન્યામાં,
કરવા ભલી ભલાઈ;
બદલો ભલાઈનો ભલાઈ ત્યારે,
કાંય નહીં કરતા ભલાઈ.— ૪.

---

## જુવાની.

[ભેરવી—ગજલ.]

(નહીં ભાતે અખમુજકો—એ રાહ.)

જુવાની છે ખીલતું રે જીંદગીનું ફુલ,
જુવાની છે નંગ જીવતરનું બેમૂલ.—૧.

જુવાનીમાં મેહેનત ને આશાએસરે,
જુવાની છે ઉમેદનાં ઝાડોનું મૂલ.—૨.

જુવાની કીધી જેણે બાતિલ અરે,
તે છે માસ્લે બાગવનનું બુલબુલ.—૩.

જુવાની ખરે, પણ સ્યાની નથી,
સદાની તોફાની દીવાની બીલકુલ.—૪.



## માશુકને અરજ.

[ભેરવી બહેત.]

(અજીત રાજ મારૂં જગતમાં—એ રાહ.)

અજબ નૂર તુંજનું અએ માશુકે મન,
દહન છે ગુલાબી અજબ ગૂલબદન.— ૧.

નાઝ ને નખરાં ને કદ ખુબ ખુબ,
થયો તારો આશક ઓ પ્યારી મહેબુબ.—૨.

ઝુલ્ફોમાં તારાં ગીરફતાર છું,
હૂં ઝવેરની મુર્તિનો પુંજનારછું.— ૩.

રૈહેમ કર મુજપર અએ રેહેમદીલ નાર,
રાત ને દીવસ બેસબર બેકરાર.— ૪.

મોહબતી તીરથી છું જખ્મી દીલબર,
રહેછે જીગરમાં રે તારૂં સ્મર.— ૫.



## માશુકના ઇનકારને પાછી અરજ.

[ભેરવી—ઠુમરી.]

(કરવટીયાં લેને દે—એ રાહ.)

ઇનકાર નહીં કરરે,
મધુર મધુર મનમોહન જીગર.—૧.

મોહબત તારી કલેજે લાગીરે,
તલપ તલપ મારૂં ઉછલે જીગર.—૨.



## દોસ્તી.

[ભેરવી—ગજલ.]

(પૈસા તમામ જગમાંછે—એ રાહ.)

દોસ્તી છે સારી કુદરતની એક નેક ભલી નેમ,
વન દોસ્તી દુન્યાનો વહેવાર ચાલે કેમ?— ૧.

દુ:ખીઆરાં આદમીને છે દીલાસો દોસ્તી,
વધે મોહબત માયા સરવે વધે દોસ્તી જેમ.—૨.

દોસ્તીછે બંધન દુન્યાનું બનાવે કામ બહૂ.
કરો દોસ્તી દાનાવોની જ્ઞાન વધે તેમ.— ૩.



## બુરો વખત.

### [સીંધ ભેરવી—ગજલ.]

(જબ તલક એ જીંદગાની—એ રાહ.)

સુનો પ્યારાં વકત આ આશનાઇનો નથી,
બુરી બુરાઇનોછે એ ભલી ભલાઇનો નથી.— ૧.

માબાપ ભાઇ બેન દોસ્તો સગાં વ્હાલાં કોનાંરે,
આયો વખત જુદાઇનો જી એ વફાઇનો નથી.—૨.

યારી નથી રહી હવે રહી દીલદારી નથી,
બદ ખસલત જમાનોએ ભલી ખુદાઇનો નથી.—૩.



## ઇશ્કે હકીકી.

### [ભેરવી—ગજલ.]

(કયા બેઆન આઇ ચમનમે—એ રાહ.)

કરતા નેકો જીસે ઉલફત વોહ માશુક ખુદા હએ,
હએ જો આશક જીસકા દાના વોહ માશુક ખુદા હએ.—૧.

હએ જો પાક ઉલફત વોહ ઇશ્કે હકીકી હએ,
જાન ફીદારે હોવે જીસપે વોહ માશુક ખુદા હએ.— ૨.

ઇશ્કે ગફફારસે ન છુટે ઇશ્ક ઇનસાનકા કભી,
ઝુલ્ફોમેં જીસકે ગીરફતાર વોહ માશુક ખુદા હએ.— ૩.

પરવાના જીસકા દીવાના હો શમઆરૂ વોહી હએ,
હએ બુલબુલ જીસપે માઇલ વોહ માશુક ખુદા હએ.—૪.



# ફાની જીંદગી.

## [જોગીઆ આસાવરી—ગજલ.

(અબ આજ નજર તાલેબે દીદાર—એ રાહ.)

ફાની આ જીંદગીમાં કોઇ સલામત નથી,
આફત છે ઘણી પણ કોઇ હયાં રાહત નથી.— ૧.

ડોલા ખાયછે વ્હાણુ આપણું જીંદગી દરીઆમાં,
તોફાની એ વમલથી કોઇ અનામત નથી.— ૨.

ઝનુની એ સાગરમાં છેજી ખરાબા ઘણા
કીસતી જને ભાગી તેની કોઇ મરામત નથી.— ૩.

પેહેલવાન અમીર ઉમરાવ સરદાર નેક નથી રહયા,
થયો 'જમશેદ' બી ફના કોઇ અમાનત નથી.— ૪.

પૈસો ટકો એશ આરામ મોબત માયા સુખ,
એ સરવે ફનાંછે કહૂં માનો ગલત નથી.— ૫.

---

# પ્રિત.

## [જીંજોટી—ગજલ.]

(ગમે દુરીએ જી જલતા હુએ—એ રાહ.)

કહો કોણે નથી કરી જીવતરમાં આ જીગરની પ્રિત
પ્રિત પ્યારી સદા એછે જગત જેહાનની જીત.—૧.

દોહરા { પ્રિત તેની કરીએ જે પ્રિતની જાણે રીત,
કોઇ અનાડીશે કબૂ કરો નહીંરે પ્રિત;

પ્રિત કરવી સારીછેજી પ્યારી હરદમ ખુદાની પ્રિત.— ૨,

દોહરા { દુઃખ હોય જો પ્રિતનું તો કરે નહીં કોઇ પ્રિત.
પ્રિત કરતાં વાંધો પડે ખલેરે એવી પ્રિત;

પ્રિત પ્યાર પ્રેમથી મલે હીત નિત નિત.— ૩.

દોહરા { કહે આલમ કરવીછે મુસ્કિલ પ્રીતની પ્રિત,
એ સંધું ગલત જાણો છે મુસ્કિલ પ્રિતની રીત;
પ્રિતે સુખ સંસાર મલે કરો એવી પ્રિત અજીત.— ૪

## સત્યતા રાખવા વિષે.

[જીંજોટી—પદ.]

(સાચું એક બ્રહ્મ નામ—એ રાહ.)

સત્ય સત્ય સત્ય સત્ય સત્ય વદો ભાઈ,
ઉરે રાખો સત્ય વાત સત્યનાં ગુણ ભાઈ.—૧.
સત્યતાથી રહો સદા વિવેકમાં સમાઈ,
અસત્યતામાં રે લેખો શોભા નવ કાંઈ.— ૨.
સિજ્ય વિજય સત્યછે શ્રેષ્ઠ સૃષ્ટિ માંહી,
જૂઠાંનો ક્ષય થાશે તજો જૂઠીરે જૂઠાઈ.— ૩.

## શોખ.

[જીંજોટી ગજલ.]

(થઈ ગઈછે નજર સૌની દુઃખીનીપર—એ રાહ)

સોધાવે શોખ દુન્યા ભાઈ, વધારે રે શોખ નવી નવાઈ,
શોખ કદાચ કરે ખુરાઈ, શોખ વધારે રે શોભાઈ.— ૧.
શોખ ઘણોરે કોઈ ચીજનો, નહીં રાખોરે દીલમાં કોઈ,
મલે નહીં કોઈ ચીજ પછી, રહો તમેરે દલગીર થઈ.—૨.
શોખ રાખોરે જો હદમાં, સંતોષથી રહો ખુશમુદામ,
શોખ હોય નેક કરે ફાયદો, ચલાવે તમને રાહબર થાઈ.- ૩.

## જુગાર.

[લલીત છંદ.]

(જગત જીવના—એ રાહ)

જૂગાર બદ કામ, જૂગાર બદ નામ,
ઉપજે ખરાબી બહૂ, માઠાં પરીણાંમ.—૧.

વખત સારો જાય, નુકસાન તનનું થાય,
રમે કોઈ જૂગાર, હાણ આખરની થાય.—૨

સ્વભાવ બગડે નેક, પૈસા ટકા જાય,
કરજ કરવું પડે, કજીઆ કુટુંબમાં થાય.-૩.

માંગનારા રડે, ચોરવા મન થાય,
નાશ ફજેતી સાથે વ્હાલાંઓનો થાય.—૪.

કરે ખૂનબી પછી, ભયંકાર હાલ થાય,
આપઘાતે આવે અંત, જીવ પ્યારો જાય.—૫.



## મારામારી કરવી નહીં.

[જીલ્લો કાફી]

(હાર મૌલી હાય હમે હાર મીલી---એ રાહ.)

નાહીં કરો નાહીં કરો ટંટા નામે વર,
માટે નઆ મીલે રાહત કરો દોસ્તી ગર.—૧.

પ્રીતનેઅંગીઝ રહેગા દાયમ ખસ્તા દીલ આખીર,
રહોંગે કાયમ ઈઝતમેં હોવે ન ઝર મગર.—૨.



## દરેક ચીજ નકામી નથી.

[ગારા જીલ્સો—ઠુમરી.]

(એજી બીડીયાં લેગઇ---એ રાહ.)

વાજબી હુએ હરશએ આલમમે અરે ઓ સાહેબો,
સમઝનાં નહીં કમ ચીઝકો કમમે અરે ઓ સાહેબો.—૧.

અલ્લાહને બનાયા હુએ હરચીઝ આદમકે લીય,
ભુલો નહીં અહેસાન ઉસકા એસ દમમે અરે ઓ સાહેબો.-૨



## ખરૂં ઇનસાન.

[જીલ્સો—ગજલ.]

(ફીર દુબારા ઇશ્કકા દીલપે અસર—-એ રાહ )

સચ આદમ હુએ જો વોહ રખતા કાબુ હવસપે હુએ,
સચ હુએ જો લેતા નામ રબકા વોહ લફઝપે હુએ.— ૧.

સચ હુએ જો દેતા નહીં આઝાર કીસકો,
સચ હુએ વોહ રન્જે દીગર લેતા ખુદ નફસપે હુએ.-૨.

સચ હુએ ચલતા ખુદાકી રાહમે સબોરોજ,
સચ આદમ કરતા નેકી બદીકે એવઝપે હુએ.— ૩.



# ખોદે તે પડે.

[જીલ્લો—ગજલ]

(ન કર મારે બએરીસે બતીયાં----એ રાહ.)

પામીએ જેવું કરીએ તેવું, ઠરાવ્યું એવું જાણો જગતમાં.-૧.
ફસાવા કાજે કોઇ આદમને, રાખશો વેર તમારા મનમે,
પડશો આવી તમ ઉલટા વધનમે, નહીં લોટોજી એવી કોઇ ગતમાં.—૨.
જાણોરે કહેવત 'ખોદે તે પડે' ઠરાવતાં લુચ્ચો પોતેરે ઠડે,
મારવા કોઇને ઘાટ જે ઘડે, જણાઇ આવેરે તેનું ઝટપટમાં. ૩.



# આગલો વખત.

[ધનાસરી—કાહારવો.]

(હરી બેવચની નહીં થાઇએજી—એ રાહ.)

કેવો આગલો વખત જુઓ કાંહાં ગયોરે,
જુવો કાંહાં ગયોરે જુઓ કાંહાં ગયોરે.— ૧.
નહીં મળે દોલત કંઇ શોભા ઠાઠમાઠ,
નહીં આગલો દોર હવે બાકી રહયોરે.— ૨.
સત ગયું એકીન ગયું હીંમત ને હીકમત,
નથી વિવેક બાકી નહીં સાહસ રહયોરે.—૩
પોતપોતાનું ફોડે સૌ નોકરી શોધે,
નહીં નહીં બોહોળો વેપાર રહયોરે.— ૪
કજીઆ કંકાસ નિંદા વધી પડયાં બહૂ,
નથી પ્યારાં જીગરોમાં પ્યાર રહયોરે.— ૫.

# ધીરજ.

[માંડ—ગરબી.]

(જગમાં સમાવ્યો જન્મ જેણે---એ રાહ.)

ધીરજ ધરોજી ધીરજ છેજી ગુણવંતી ઘણી,
પામો બદલો ધીરજનો ધીરા વીરા બની.—૧.

છે કડવી ધીરજ પેહેલી ફલ મીઠાં જાણોરે,
નીતિ રીતિ વાળીછે ગંભીર માનોરે;
વરસેછે જેવી નીર છાતી વાદળી બની.— ૨.

ધીરજછે દુઃખમાં દીલાસો શિક્ષક ગર્વમાં,
ધન ધીરજનું ન્યારૂંછેજી શ્રેષ્ઠ સર્વમાં;
શૂરવીર કરે એવીછે પૂરી ધીરજ રખની.— ૩.



# બખીલ વિષે.

[જીલ્લો—ગજલ.]

અએ રરકેકમર---એ રાહ.)

મુંહ કાલા બખીલોંકા હરબાર હએ હોતા,
સખીપે સાહયા ખુદાકા હરબાર હએ હોતા.— ૧.

બખીલ ખાતા પીતા નહીં ઔર દેતા કુચ્છ બક્ષીશ,
ચયન ઉનકો બીન ઝર નહીં હરબાર હએ હોતા.– ૨.

જાયઆ જસ ઔર લૂટા કોઇ દીન ઝરે બખીલ,
મારતા જીકો ખુદ વોહ હરબાર હએ હોતા.— ૩.



# કુદરતનો બાહાર.

[સીંધ કાફી—ગજલ.]

(તુમારે દારેમે હનને સા.....---એ રાહ.)

ખીલી બસંત ગુલઝાર કૈસી આઈ બહાર ચમનકી એસી,
અંબુવા મોરે બનબન ફુલે આઈ બહાર ચમનકી એસી.-૧.

પીપી પપૈયા પુકારે પુકારે બુલબુલ ચમનમે શોર મચાવે,
કોયલ મોર બોલેબોલે પલપલ આઈ બહાર ચમનકી એસી. ૨.
સબ્જ ઝર્દ સુર્ખ સફેદ દેખ દેખકે અંજ ગઈ અંખીઆંરે,
ગુલાબ ગુલગુલ સમન સમનસે આઈ બાહાર ચમનકી એસી ૩.

# સાદાઈ રાખવા વિષે નશિહત.

[મુલતાની—પદ.]

(રૂસતમ કર આરામ, મેહેલમાં----એ રાહ.)

સુનો ધરીને ધ્યાન,
ભાઈઓ, સુનો ધરીને ધ્યાન.—સુનો૦
ભપકો સપકો ને એશકાઈમા,
નથી કાંઈરે માન.—ભાઈઓ૦

સાદાઈમાં છે ખરા ફીલસુફીરે,
એજ છે ખેતાબ ને ચાન.—ભાઈઓ૦

દમામ દોર ઈતરાટ ખાલી,
કરશે તમને નુકશાન.—ભાઈઓ૦

ખરી ખુબીછે સાદાઈમાં ભરી,
દમામ ના કરો ઓ નાદાન.—ભાઈઓ૦

ફુલ સાદાઈનાં વીણો સદાજે
ફલસો ફળ ફુલ સમાન.—ભાઈઓ૦

## દગો કરવો નહીં.

[પીલુ—ગજલ.]

(નએના લગે સો લગે----એ રાહ )

કરો નહીં હરગીઝ દગા કીસીસે
ડરો ખોફસે રબકી મરઝીસે.—૧.

દગાબાઝ હોગા ખ્વાર આખીરકો
રહો બાવફા તુમ આહલે કરમસે—૨.

## બુરાઈ કરવી નહીં.

[માંડ ઠુમરી.]

(મનોરી છોરી----એ રાહ.)

સુનો તુમ, ભલાહો કરો મત બુરાઈ.—૧.

કરતી હએ ખ્વાર, ઐસી બદ અતવાર

બુરાઈ હએ ના સજાઈ.—૨.

## આશકની ફરીયાદ.

[ગૌરી—ગજલ.]

(બીમાર હું મએ કાબુમે—એ રાહ.)

હોસ્ન દેખકે પ્યારીકા દીવાના હોગયા,
આગે શમઆરૂકે મએ પરવાના હોગયા—૧.

લીલ્લાહ કયા મઝે કરૂં અબ છતીઅન પૂજે,
મુસ્કિલ પ્યારીકે ઈસ્કસે છુટના હોગયા—. ૨.

તીરે અબ્રુ કમાંસે ઘાઇલ હુવા હું મઝે
બીમાર કાતિલ નૈનોમેં દીવાના હોગયા.—૩.

હાલત એ કૈસી હુઇ ઔર એ કયા હુવા,
અબ જાન જાનેકા મેરે બહાના હોગયા..—૪.



## દોરંગી—દુન્યા.

### [પીલુ—પદ.]

(લાલ ગોપાલ ઉમંગ પર—એ રાહ.)

દુન્યા દગાબાજ છે નીરાધાર,
રહો નહીં રહો નહીં ભરોસે ઓ યાર.—૧.

કાયા માયા ધન દોલત ખોટાં,
ભૂલો ના જુવાની જોબન જેબદાર.—૨.

દોસ્ત આસનાવ સૌ નામનારે,
જીંદગી જોરબી નાપાયદાર.— ૩.

ઉલટાંનું સુલટું ને સુલટાંનું ઉલટું,
બને સૌ બને સૌ કારો અપાર.— ૪.



## કોઇને દુઃખ દેવું નહીં.

[જંગલો જીલ્લો—ઠુમરી.

(છ બારે સમરરે નિરદય વેરી—એ રાહ.)

રે દેવો નાહીંરે કીસકો આઝાર
સુનો મેરે યાર, હુશીઆર, હો
ગમખ્વાર.—દેવો૦

અઝલમપે હરબાર, ખુદાકી પડે માર
મત દેનાં રન્જ ઝીનહાર.—- દેવો૦



## થયું તે થયું.

[કોંસીઆ—ગજલ.]

(ઇશ્ક વોહ આતશે સોઝાં હુએ----એ રાહ.)

સોંચતાથા કયા હુવા મેં, જો હુવા સો હુવા,
કરતાથા અર્જ આગે રખકે, જો હુવા સો હુવા.— ૧.

હોગયા એકબાર જો વોહ, ફીર કછુ હોતા નહીં,
ખતા કીયા લા ફહમ જો, જો હુવા સો હુવા.— ૨.

છૂટા તીર કમાંસે જો વોહ, ફીર કછુ આતા નહીં,
હુવા એકબાર મેં કતલ, જો હુવા સો હુવા.— ૩.

જો હોનેકાં સો હોગયા, મત કરો કુચ્છ ઇઝતેરાબ,
જો કુચ્છ હુવા હમસે હુવા, જો હુવા સો હુવા.— ૪.



# ઇશ્વર સઘલે ઠેકાણેછે.

[કલ્યાણ ભોપાલી—ગજલ.]

(આપકા મુશતાકહું મએં આઇએ---એ રાહ.)

અલ્લાહ અલ્લાહ હએ કોંનો મકાનમે,
અલ્લાહ અલ્લાહ હએ હમારે ધ્યાનમે.—૧.
જાહીર અલ્લાહ ઔર હએ અલ્લાહ બાતીનમે,
હએ અલ્લાહ અંદર જમીં આસમાનમે.—૨.
ઘરમે અલ્લાહ હએ અલ્લાહ વીરાનેમે,
ફુહમે અલ્લાહ હએ અલ્લાહ ફુલપાનમે.—૩.
રસ્તેમે અલ્લાહ અલ્લાહ હર નૂરમે,
નાચમે હએ હએ અલ્લાહ સુર તાનમે.—૪.



# દુવા.

[જીંજોટી—દાદરો.]

(તુજ બીન સઇયાં નીકસજીઆ—-એ રાહ.)

રે બાનુ ગ્રહસ્થો તમ લેવો દુવા મારીરે.—૧.
'સરોદે ચમન' આ ધરૂં છું તમ હજુરમાં,
મલશે નશિહત એથી સારીરે.— ૨.



# સલામ.

## [કલ્યાણ—ઇંગ્રેજી.]

(મરૂં રે માયા ખેના મારી---એ રાહ.)

સલામ હમારી રંકની લેવો શેઠ સાહેબ મેહેરબાન,
કલામ દોવા આશિષના દેઉં તમને ઓ કદરદાન;
મેહેર ખુદાની રેહેજો રેહેજો તમ ઉપર સદા,
પડજો નહીંરે કદી કોઇપર રન્જ કે આપદા.

કોરસ { સલામ સલામ સલામ, સલામ ખાસોઆમ
'સરોદે ચમને નશિહત' વાંચો મલે તમને આરામ ૧

ઇજ્જત હોરમત આબરૂ પામો ઓ નેકીના શરદાર,
માંગી માફ ખતાની પાસ તમ માનુંછું તમ ઉપકાર;
સલામ સલામ બાઇ બાનુઓ સલામ દોસ્તો હાલ,
જુગ જુગ જીવોરે સુખી થઈ તમ બચ્ચાં બાલગોપાલ.

કોરસ { સલામ સલામ સલામ, સલામ ખાસોઆમ
'સરોદેચમને નશિહત' વાંચો મલે તમને આરામ. ૨

